બુલાકચંદ તારાચંદ વૈદ્યે તા. ૨૬-૩-૧૯ને રવિવારે

સુરત વૈદ્ય-સભામાં

# ષધિની અસર શરીરમાં શી રીતે થાય છે?

એ વિષય ઉપર આપેલું

# ભાષણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

સુરત વૈદ્ય-સભાની આજ્ઞાથી

વૈદ્ય ધીરજરામ દલપતરામ

મંત્રી-વૈદ્ય સભા-સુરત.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર

વૈદ્ય ધીરજરામ દલપતરામ

મંત્રી–વૈદ્ય સભા–સુરત.

ઠે. ગુજરફલીઆ–સુરત.

સુરત–ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રી. પ્રેસમાં

ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

ઔષધિની અસર શરીરમાં શી રીતે થાય છે? એ વિષય ઉપર

સુરત વૈદ્ય–સભામાં

શા. તિલકચંદ તારાચંદ વૈદે

તા. ૨૫–૩–૧૯ ને રવીવારે આપેલું

# ભાષણ.

માન્યવર મહાશય પ્રમુખ સાહેબ અને મારા વૈદ્ય બંધુઓ. ગયે રવિવારે પ્રમુખ સાહેબ તરફથી મને મળેલી સૂચના પ્રમાણે જુદાં જુદાં દ્રવ્યોથી બનેલી ઔષધિ શરીરમાં ગયા પછી શરીરના જુદા જુદા ભાગોમાં કેવી રીતે અને કેવી અસર ઉત્પન્ન કરે છે કે જેથી શરીરમાં ઉત્પન્ન થયલા રોગોનો નાશ થઇ શરીરને આરોગ્ય બનાવે છે, એ સંબંધી વ્યાખ્યાન આપવું. તેથી આજ રોજે ઔષધિની અસર શરીરમાં શી રીતે થાય છે એ વિષય ઉપર હું મારા વ્યાખ્યાનરૂપે આ લેખ વાંચું છું જે તરફ આપ લક્ષ આપશો.

આયુર્વેદનું અવલોકન કરતાં સમજાય છે કે આયુર્વેદનો એક ભાગ ઋષિપ્રણિત છે અને બીજો ભાગ સિદ્ધ યોગીપ્રણિત છે. છતાં બેઉ ભાગ ઘણાજ ગંભીર વિચાર, અવલોકન, જ્ઞાન અને બુદ્ધિપૂર્વક રચાયલા છે. પરંતુ ઋષિવર્યોનો પ્રાચીન સિદ્ધાન્ત એવો છે કે જેમ બને તેમ થોડું

લખી ઘણું સમજાવવું. તેમ તે વખતનો શિષ્યવર્ગ પણ એટલો બધો મેધાવાન હતો કે ગુરુદ્વારાએ એક સૂત્રનો પાઠ મળે તો તેના ઉપર સ્વયં વિચાર કરીને સૂત્રમાં રહેલા ગંભીર અર્થને ગ્રહણ કરતો હતો. જેમ कोरुक् कोरुक् कोरुक् એવા ત્રણ પ્રશ્ન કરનાર શિષ્યને ગુરુએ સમજાવ્યું કે हितभुक् मितभुक् अशाक भुक् એટલાજ ત્રિપદીરૂપ સૂત્ર ઉપરથી આખા આયુર્વેદરૂપ આરોગ્ય શાસ્ત્રનું રહસ્ય સમજાઇ ગયું ! શું આ જમાનામાં એવો એક પણ, મેધાવી શિષ્ય મળવાનો સંભવ છે? જેમ જેમ કાળનું પરિવર્તન થતું ગયું અને જીવનની જરૂરીઆતો વધતી ગઈ, તેની સાથે પોતાના શરીરને ભાડે ફેરવવામાં આજીવિકાનું સાધન મનાતું ગયું. એટલે જેમ એક મકાન કિરાયુ મેળવવાની ઇચ્છાથી તૈયાર કરવામાં આવે તો તેમાં ઘરધણીની સગવડ નહિ પણ ભાડુતની સગવડ સાચવવાનાં તમામ સાધનો તૈયાર કરવાં પડે છે, તે પ્રમાણે મનુષ્યોને પોતાનું શરીર ભાડે ફેરવી આજીવિકા મેળવવાનું હોવાથી શરીરને ભાડે રાખનારની જરૂરીઆતો પુરી પડે એવી સગવડવાળી કેળવણી લેવાની ફરજ પડે છે. જેથી પરિણામે મનુષ્યોના વિચારને બુદ્ધિ-વાદમાંથી પાછા હઠીને શબ્દવાદ ઉપર આવવું પડે છે. મતલબ કે દરેક બાબતને એવી રીતે સમજાવવાનું ચાલુ થયું કે ઘણું લખેલું હોય તેમાંથી થોડું સમજાય! વર્ત-

માન કાળમાં એવી રૂઢી દાખલ થવાથી જે વિદ્યાની ઉપર લંબાણુ વિવેચન નહિ થયેલું હોય તે વિદ્યા અપૂર્ણ છે! અથવા તેમાં સુધારાની ઘણી જરૂર છે! એટલું કહીને અટકતા હોય તો તો ઠીક પણ તેથી વધીને હમારા દેશના વિદ્વાનો એટલે સુધી કહી શકે છે કે જુના જમાનાના ગણાતા વિદ્વાનોએ કાંઇપણ તપાસ કે પૃથક્કરણ કર્યો સિવાય જેમ વિચારમાં આવ્યું તેમ લખી માર્યું છે. એટલે તે તદ્દન વિશ્વાસપાત્ર નથી. આવો આક્ષેપ બીજાં શાસ્ત્રો કરતાં આયુર્વેદ ઉપર વધારે થવાથી આયુર્વેદાચાર્યોએ કેટલાં પૃથક્કરણ, કેટલું અવલોકન અને કેટલી બુદ્ધિથી એક વાતનો નિર્ણય કર્યો છે તે બતાવવા તથા આયુર્વેદને અપૂર્ણ માનનાર મનુષ્યનું સમાધાન કરવા માટે હું કાંઇક પ્રયત્ન કરૂં છું.

આયુર્વેદની પદ્ધતિ પ્રમાણે જ્વરની આદિમાં લંઘન, જ્વરની મધ્યમાં પાચન, જ્વરની અંતમાં ઔષધ અને જ્વરના મુક્ત થયા પછી વિરેચન આપવાની આજ્ઞા કરેલી છે. એટલે વાત જ્વરમાં સાત, પિત્ત જ્વરમાં દશ, અને કફ જ્વરમાં બાર દિવસનું લંઘન કરાવવું, એવો ઠરાવ કરી તેની મધ્યમાં લંઘનને આમ દોષનું પાચન કરવામાં મદદ કરે એવા પાચન દ્રવ્યની યોજના કરવામાં આવી છે, તે પ્રમાણે યોજના કરી હોય તો રોગીનો આમ ઉતાવળે પચી

તે નિરામ થાય છે. જ્વરને અંતે જે ઓષધ આપ્યું હોય તે બરાબર ગુણ લાગે અને રોગી સઘળી રીતે નિ-રોગી થાય તે પાચન નીચે પ્રમાણે કહેલું છે.

नागरं देव काष्टंच धान्यकं बृहति द्वयं ॥
दद्यात्पाचनकंपूर्वं ज्वरितानां ज्वरापहम् ॥

જ્વરના રોગીને જ્વર મટાડવા માટે જ્વરની મધ્યમાં એટલે જ્વર આવ્યા પછી વાતજ્વરમાં ત્રીજે, પિત્તજ્વરમાં પાંચમે અને કફજ્વરમાં છઠ્ઠે દિવસથી, ત્રણ દિવસ આ પાચન કવાથ આપ્યો હોય તો જ્વરને હલકો બનાવે છે અને આમને પચાવે છે તથા ઘણી વખતે એનાથીજ તાવ વિરામ થઇ તાવનું ઓષધ આપ્યા વિના તાવ જતો રહે છે. એટલે સુંઠ, દેવ-દાર, ધાણા, રીંગણી અને ભોંયરીંગણી એનું પાચન વિધિપૂર્વક આપવાથી આમ પચીને રોગીનો કોઠો નિરામ થાય છે એ સત્ય છે. પણ આટલીજ વાત ઉપર હાલના વખતમાં વિ-શ્વાસ રાખી શકે એવા હમારા દેશના વિદ્વાનો નહિ હોવાથી તેઓ પરંપરાની રીતે ચાલનાર હમારા વૈદ્ય બંધુઓને પૂછે છે કે એ વસ્તુઓમાં એવું શું તત્ત્વ છે કે આમનું પાચન કરે છે? કે એ પાચનનો ખરાબ સ્વાદવાળો કવાથ પીવાની અને ઉકાળવાની કડાકુટ કરીએ! એ વસાણું શરીરમાં ગયા પછી કયા કયા સ્થાનમાં કેવી કેવી અસર ઉત્પન્ન કરશે તેનો ખુલાસો જ્યાં સુધી તમે નહિ આપો ત્યાં સુધી એવા કવાથના કડા-

કુટ ભરેલા રગડા પીવા કરતાં પૃથક્કરણથી સિદ્ધ થયેલું અંગ્રેજી ઔષધ લેવું એજ સારૂં છે. આ વાત તો ખરી છે અને વિદ્વાનોને એવા પ્રશ્ન કરવાનો હક પણ છે, છતાં હમારા વૈદ્યબંધુઓ એનો જવાબ આપવામાં ખટ થાય છે, જેથી પોતાની મહત્તાને ઘટતી જોઇ શરમાય છે. એટલે પ્રશ્ન પુછનાર જાણે મોટો પંડિત હોય એવો ડોળ બતાવી પોતાના મનમાં ખુશ થાય છે. પરંતુ હાલમાં વિદ્વાનમાં ગણાતા પશ્ચિમની વિદ્યામાં પાસ થયેલા કોઇ ચિકિત્સકને પુછીએ કે ટીન્ચર નકસ્વામિકા–ટીન્ચર કલોરોફૉર્મ–ટીન્ચર કાર્ડેમમ કમ્પાઉન્ડ–સોડાસલફસ–પોટાસ બ્રોમાઈડ અને ફેરીઆમોનિયા સાઇટ્રસ ઓફ પોટાસનું મિશ્રણ કરી જે દર્દીને આપવામાં આવે છે તેનો શરીરના જુદા જુદાભાગ ઉપર શું શું ફાયદો થાય છે તે સમજાવો. તો મારા ધારવા પ્રમાણે તે પણ સમજાવી શકશે નહિ. પરંતુ જે વિદ્વાને એ દ્રવ્યોના ગુણદોષ ને તપાસી પ્રકૃતિના સ્વભાવને જાણી નુખસો તૈયાર કરી ફારમા કોપીઆમાં દાખલ કર્યો હોય તેજ એની શરીર ઉપર થનારી અસર સમજાવી શકે. બીજાઓ તો એ દવાથી તાવ જશે, ભૂખ લાગશે' ઉંઘ આવશે, માથુ દુખતું નરમ પડશે અને શરીરમાં શક્તિ આવશે, એટલુંજ કહી શકશે પણ આયુર્વેદનો કોઇ આચાર્ય હાલમાં જીવતો નહિ હોવાથી શરીરના કયા કયા ભાગ ઉપર, ઉપર લખેલો પાચનકવાથ કેવી કેવી અસર ઉપ-

જાવશે તેનો જવાબ આપવો મુશ્કેલ થઇ પડે છે, તો પણ આયુર્વેદના નિયામકોએ જે શાસ્ત્રો રચેલાં છે તેમાં ઉંડા ઉતરીને જેઓ અવલોકન કરી શકે છે તેઓને આયુર્વેદાચાર્યોએ યુક્તિપુરઃસર તપાસ કર્યા પછી એકેક ઔષધ પછી તે કસાય, ગુટીકા, અવલેહ, ચૂર્ણ, ગુગળ, તેલ કે રસ હોય તે શરીરના કયા કયા ભાગમાં શું શું અસર ઉપજાવી રોગીને આરોગ્યતા આપે છે તે બરાબર સમજાવશે. એટલા માટે આજના વ્યાખ્યાનમાં મારા અવલોકન પ્રમાણે ઉપર લખેલા જ્વરના પાચનકવાથમાં જે ચમત્કારિક ગુણ રહેલા છે અને શરીરમાં જઇને કયા કયા દ્રવ્યો, કયી કયાં જગ્યાએ, કેવી કેવી અસર ઉત્પન્ન કરીને રોગીને આરોગ્યતા આપે છે તે તરફ આપ સાહેબોનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

આયુર્વેદે પ્રત્યેક વસાણું તથા તેના ભાગને દ્રવ્ય માનેલું છે અને તે દ્રવ્યને રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિના રૂપની તેની સિદ્ધિ કરેલી છે તે પ્રમાણે આપણે ઉપર લખેલા પાચનકવાથનો વિચાર કરીએ. નિઘંટુમાં—

## સુંઠ

રૂચિકારક, આમવાત નાશક, પાચક, હલકી, તીખી, સ્નિગ્ધ, ગરમ, પાકમાં મધુર, કફ, વાયુ તથા મળના બંધને તોડનાવાળી, વીર્યવર્ધક, સ્વરને ઉત્પન્ન કરનારી, ગ્રાહી તથા

હેડકી, શ્વાસ, ખાંસી, હૃદયરોગ, શ્લીપદ, હરશ, શોષ, અને અનાહવાયુનો નાશ કરનારી મનાયલી છે.

## દેવદાર

હલકો, સ્નિગ્ધ, કડવો, ગરમ, પાકમાં તીખો, બંધકોશ, આફરો, સોજો, આમ, તંદ્રા, હીચકી, જ્વર, લોહી વિકાર, પ્રમેહ, પીનસ, કફ, ખાંસી, ખુજલી, તથા વાત-વિનાશક મનાયલો છે.

## ધાણા

કષાય, સ્નિગ્ધ, મૂત્રલ, હલકા, કડવા, તીખા, ઉષ્ણ વીર્ય, દીપન, પાચન, જ્વરનાશક, રૂચીકારી, ગ્રાહી, પાકમાં મધુર, ત્રિદોષ નાશક, તૃષ્ણા, દાહ, વમન, શ્વાસ, ખાંસી, કૃશતા તથા કૃમીનો નાશ કરનારા ગણાયલા છે.

## રીંગણી

ગ્રાહી, હૃદયને હિતકારી, પાચક, ગરમ, તીખી, કડવી, કફ વાત, મુખની વિરસતા, મળ, અરૂચી, કોઢ, જ્વર, શ્વાસ, શોફ, ખાંસી તથા અગ્નિની મંદતાને નષ્ટ કરનારી મનાયલી છે.

## ભોંયરીંગણી

ઝાડો લાવનારી, કડવી, તીખી, અગ્નિદીપક, હલકી, રૂક્ષ, ગરમ, પાચક, પીનસ, શ્વાસ, કાસ, પાંસળાની પીડા,

અને હૃદય રોગને મટાડે છે, તથા ખુજલી, ખાંસી, મેહ, કૃમિ અને તાવનો નાશ કરે એવી મનાયલી છે.

એ પ્રમાણે પાંચ વસાણામાં પ્રત્યેકમાં જુદા જુદા ગુણ રહેલા છે, છતાં જ્વરમાં આમનું પાચન કરી જ્વરને દૂર કરે છે તેથી, તે રોગીના શરીરમાં જઇ તેના શરીરના કયા કયા ભાગ ઉપર કેવી કેવી અસર નીપજાવે છે ? તેનો આપણને વિચાર કરવાનો છે તે પહેલાં આપણે એટલો વિચાર પ્રથમ કરવાની જરૂર છે કે મનુષ્યને તાવ આવવાથી શરીરના કયા કયા સ્થાનો વિક્રિયાને પામે છે તથા તે વિક્રિયા થવાથી કેવા કેવા ઉપદ્રવો જણાય છે અને તે ઉપદ્રવોને ઉપરના પાચન કવાથ કેવી રીતે દબાવે છે. સામાન્ય રીતે જોતાં તાવના રોગીને એકંદરે માથામાં પીડા, આંખમાં પીડા, નાકમાં પીડા, જીભ બગડી જાય, હૃદયમાં ગભરામણ થાય, ખાંસી, શ્વાસ, તથા ઉલટી થાય, પેટમાં પીડા થાય, પેટ ભારે થાય, ઝાડો સુકાઇ જાય, અથવા પાતળો કે ચીકણો થાય, ચામડી તપે, આખા શરીરના તમામ અવયવોમાં અવ્યવસ્થા થાય, એટલે પાંચે પ્રકારના વાયુ પોતાનું કાર્ય છોડે અથવા છોડવા પ્રયત્ન કરે, જેથી અપાનવાયુ બિગડવાથી ઝાડો તથા પેશાબ બીગડે, સમાન વાયુમાંથી પાચકશક્તિ જતી રહે, પાનવાયુ બીગડવાથી ખાંસી, શ્વાસ, ગભરામણ, હિક્કા, ઉલટી થાય, ઉદાનવાયુ બિગડયાથી ગળું, મુખ, તાળવું અને

જીભનો સ્વાદ બદલાય તથા માથું અને આંખમાં પીડા થાય; વ્યાનવાયુ બીગડવાથી શરીર તપે, કળતર થાય, ખુજલી થાય, પસીનો છુટે વગેરે પીડા થાય છે. એટલી બધી અવ્યવસ્થા થવાનું મુખ્ય કારણુ એજ છે કે આમાશયમાં આમનો સંગ્રહ થાય જેથી કોઠો પુરાય અને શરીર તપે તેને આપણે માત્ર જ્વર, તાવ, કે ફીવરના નામથી ઓળખીએ છીએ.

એક આમ વધવાથી શરીરના ભાગોમાં રહેલા ત્રણે દોષો એટલે વાયુ, પિત્ત અને કફ પોતપોતાને સોંપાએલા પાંચ પાંચ સ્થાનો મળી પંદર સ્થાનોમાં હીન મિથ્યા અને અતિયોગ ઉત્પન્ન કરે તેથી અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે તેને તાવ સંજ્ઞા આપવામાં આવે છે. એવા પંદરે સ્થાન ઉપર થયેલી અવ્યવસ્થાને મટાડવા માટે ઉપર બતાવેલા પાચનકવાથના પાંચે દ્રવ્યમાં સૂંઠ કંદ છે. દેવદાર લાકડું છે, ધાણા ફળ છે, રીંગણી મૂળ છે અને ભોયરીંગણીનું પંચાંગ છે. સૂંઠનો રસ તીખો, દેવદારનો કડવો. ધાણાનો કડવો તીખો, રીંગણીનો તીખો કડવો અને ભોયરીંગણીનો રસ કડવો તીખો છે. સૂંઠનો ગુણ ગરમ, દેવદારનો ગુણ ઠંડો, ધાણાનો ગુણ ઠંડો, રીંગણીનો ગુણ ગરમ અને ભોંયરીંગણીનો ગુણ ગરમ છે. સૂંઠ, દેવદાર, ધાણા, રીંગણી અને ભોંયરીંગણી એ પાંચે દ્રવ્યો વીર્યમાં ઉષ્ણ વીર્ય છે. સૂંઠ વિપાકમાં મધુર, દેવદાર વિપાકમાં તીખો, ધાણા વિપાકમાં

મધુર, રીંગણી વિપાકમાં તીખી અને ભોંયરીંગણી વિપાકમાં કડવી છે. સૂંઠ ત્રિદોષ શામક છે, દેવદાર વાયુને શમાવનારો તથા જંતુનાશક છે, ધાણા પિત્તને શમાવનારા તથા જંતુનાશક છે. રીંગણી કફનાશક છે. અને ભોંયરીંગણી કફનો નાશ કરે છે તથા કફને સુધારે છે. એ પ્રમાણે ઉપરોક્ત પાંચ વસ્તુમાં સૂંઠ ત્રિદોષશામક છે. એટલે અવ્યવસ્થિત થયેલા સમાન વાયુને તથા પાચક પિત્તને અને ક્લેદન કફને વ્યવસ્થિત કરે છે તેથીજ તેને "મહૌષધ" એવું નામ આપવામાં આવ્યું છે. દેવદારનો પાક તીખો છે એટલે અગ્નિ પ્રદિપ્ત કરે છે. ધાણાનો પાક મધુર છે તેથી તે પિત્તનું શમન કરે છે. રીંગણીનો પાક તીખો છે તેથી તે વાયુની સુદ્ધિ કરે છે અને કફને પાતળો બનાવી તેને ઉખેડે છે; ભોંય-રીંગણીનો પાક કડવો છે તેથી તે કફને શોષે છે અને વાયુને હઠાવે છે.

એ પાંચે દ્રવ્યમાં દેવદાર અને ધાણા જંતુનાશક છે. સુંઠ અને દેવદાર વાતઘ્ન છે, રીંગણી તથા ભોંયરીંગણી કફઘ્ન છે, તેમ સુંઠ અને ધાણા પિત્તશામક છે અર્થાત કોઇપણ જાતના તાવમાં જે આમ ઉત્પન્ન થયેલ હોય છે તે આમદોષમાં ત્રણે દોષો એટલે વાયુ, પિત્ત અને કફ પોતપોતાના અંશે રહેલા હોય છે, તેનું પાચન થવાથી શરીર ઠંડું પડે છે એટલે તાવ જાય છે. હવે એ પાંચે દ્રવ્યના સમુદાયને પાણીમાં ઉકા-

ળવાથી પાંચે તત્ત્વો પોતાના રસ,ગુણ,વિર્ય,વિપાક અને શક્તિ સહીત ઉકાળાના પાણીમાં ઉતરે છે અને એ પાણીમાં મધુર, તીખો, કષાય, કડવો અને પરોક્ષે ખાટો તથા ખારો રસ થયેલો હોય છે, એટલે પ્રથમ તે કવાથનું પાણી પકવાશયમાં જઇ સમાનવાયુ તથા પાચકપિત્તનું શોધન કરી તેની વિષમતાને દૂર કરી તેનો મધુર રસ બનાવે છે અને તે પોતાના પ્રભાવથી આમાશયમાં જઇ તેની શુદ્ધિ કરી અપાન વાયુને અધોગામી બનાવી મળના સંચયને બહાર કાઢે છે. એ ઉકાળાનું પાણી મધુરભાવને પામી પ્લીહામાં જઈ તેનું રક્ત બનવાને માટે ખટાશ પડતા સ્વાદવાળું થઇ, યકૃતમાં જઈ, તીખા કડવા સ્વાદવાળું થઇ રંજકપિત્તને શોધીને સ્વચ્છ બનાવે છે. જેથી રંજક પિત્તથી રંગાએલું લોહી હૃદયમાં જઇ સાધકપિત્તને તથા અવલંબન કફને અને પાનવાયુને વ્યવસ્થિત કરે છે, એટલે છાતીની ગભરામણ, ઉલટી તથા ઉબકા શમી જાય છે. અને ખાંસી તથા શ્વાસના મૂળ કફને ઢીલો કરે છે. એવી રીતે પાન વાયુની સિદ્ધિથી ઉદાનવાયુ વ્યવસ્થિત થાય છે એટલે રસન કફની શુદ્ધિ થવાથી જીભમાં સ્વાદ આવે છે અને મુખનું વિરસપણું દૂર થાય છે.તે પછી એજ ઉદાનવાયુ સાથે પ્રેરણા પામેલો કવાથમાંનો તીખો રસ માથામાં રહેલા આલોચકપિત્તની શાન્તિ કરે છે જેથી આંખમાં બળતી અગન, આંખ ઉપરનો ભાર અને તે જો દ્વેષ મટી જાય છે. તેવીજ રીતે માથામાં રહેલા સ્નેહન

કફને શુદ્ધ કરવાથી ભ્રમ, તંદ્રા, માથાની ચકરી અને દુખાવાનો નાશ કરે છે. પછી તે માથામાં રહેલા સમાન વાયુથી પ્રેરાઇ અપાન વાયુના યોગે વ્યાનવાયુમાં આવે છે એટલે ત્વચામાં રહેલા ભ્રાજક પિત્તની શાન્તિ થવાથી શરીર ઠંડું પડે છે, સ્રોતો ખુલ્લાં થવાથી પસીનો નીકળે છે અને કેશવાહિનીઓમાં રક્ત ફરતું થવાથી ચામડીમાં તેજ અને કાંન્તિ ઉત્પન્ન કરે છે અર્થાત્ તાવના મધ્યમાં આપેલું પાચન, આમ રૂપ મળને પચાવે છે, કોઠાના રસને શુદ્ધ કરે છે, યકૃતમાં પિત્ત ઉત્પન્ન કરે છે, હૃદયના કફની શાન્તિ કરે છે અને જીભ તથા ચામડીના દરેક ભાગને સ્વચ્છ શુદ્ધ અને વ્યવસ્થિત બનાવે છે.

આટલું વર્ણન કર્યાપછી આપણે આયુર્વેદે માનેલા અને નિર્માણ કરેલા શરીરમાં રહેલા સાતે ધાતુઓ ઉપર એ પાચન ક્વાથની કેવી રીતે અને કેવી અસર થાય છે તે તપાસીયે. એ પાચન ક્વાથનો રસ થઇ પ્રથમ રસ ધાતુમાં મળવાથી એ માંહેલા પાકમાં તીખા દ્રવ્યોને લીધે તે પાતળો થઇ પસીનાને એટલે રસમાં રહેલા અશુદ્ધ જળતત્વને છુટો પાડી બહાર ફેંકી દે છે અને રસને રૂધીર બનવા લાયકનો બનાવે છે. અર્થાત્ રસમાંથી રૂધીર ઉત્પન્ન થાય છે, તે રૂધીરમાં આ પાચન તત્વનો ભેળ થવાથી તેમાં રહેલા જંતુઘ્ન ગુણને લીધે લોહીમાં ઉત્પન્ન થયલા જંતુઓનો નાશ કરી

લોહિને સ્વચ્છ કરે છે. લોહી સ્વચ્છ થયા પછી તેનો માંસ બને છે તે વખતે વાયુથી માંસ સુકાયું હોય અથવા પિત્ત થી દગ્ધ થયેલું હોય, જેથી તે તપેલું રહેતું હોય તો આ પાચન ક્વાથમાં રહેલા મધુર રસને લીધે તે પિત્ત ઠંડું પડી શરીરને પોષવાનું કામ કરે છે. એટલે તેનું શુદ્ધ માંસ બને છે. તે પછી જ્યારે માંસને પાચક પિત્ત પચાવે છે ત્યારે તેનો મેદ બને છે એટલે કોઠામાં આમ થવાથી તથા સમાન વાયુની સ્થિતિ બીગડવાથી મેદનું વહન અસ્થી તરફ જવાનું બંધ થવાથી હાડકામાં મેદના ઘટવાથી જે કળતર થાય છે તે કળતર થતું અટકી જાય છે અને તેથી મજ્જા ધાતુ શુદ્ધ થઈ તે શુદ્ધ વીર્યને ઉત્પન્ન કરે છે જેથી રોગીની ચામડીમાં તથા મુખ ઉપર તેજ વધીને રોગી નિરોગી દેખાય છે અને શરીર યંત્રમાં ત્રિદોષના પંદરે સ્થાનમાં દરેક કાર્ય વ્યવસ્થિત જણાય છે.

વર્તમાનકાળમાં ત્રણે ચિકિત્સા–શાસ્ત્ર એવું માનતા જણાય છે કે એક મનુષ્યને તાવ આવ્યો કે તાવ ઉતારવાનો ઈલાજ કરવો. જેમાં પોતપોતાના શાસ્ત્ર પ્રમાણે વૈદ્યો અતિવિષનું ફ્રાન્ટ આપીને, ડૉકટરો પસીનો લાવનારી દવા આપીને અને હકીમો પણ તેવીજ જાતની દવા આપીને તાવને ઉતારે છે એટલે રોગીના શરીરને પસીનો લાવી શરીર ઠંડુ પાડે છે. અને દર્દી પણ તે વાતને પસંદ કરે છે. પણ

આયુર્વેદ તો હમને એમ સમજાવે છે કે તાવ કાંઇ રોગ નથી પણ આમાશયમાં કેટલો આમ થયેલો છે તેનું માપ તે તાવ છે. અર્થાત્ જે જાતનો તાવ આવેલો જણાય તે ઉપરથી ઓછા વધતા આમનો સંચય થયેલો છે તેનું માપ કરી શકાય છે. જેથી ચિકિત્સકને કેવા પ્રકારનો પાચન કે શોધક પ્રયોગ કરવાની જરૂર છે તેનું ભાન કરાવે છે. તે રીતે ચિકિત્સા નહિ કરતાં માત્ર લોહીને ઠંડું પાડવાની તજવીજ કરવામાં આવે તો તેનો મળ ઠંડો પડી વિકારને પામી જઈ, રોગીના શરીરને અશક્ત બનાવી, જીવન તત્વનો ક્ષય કરે છે, તે તરફ ચિકિત્સકોએ જરૂર ધ્યાન આપવું એજ લાભકારક છે. એ વાતનું રહસ્ય આજ કાલના અધીરા થયેલા લોકોને ખાસ સમજાવવાની જરૂર છે કે તાવ કાઢવાની ઉતાવળ કરી આયુષ્યનો ક્ષય કરવા કરતાં, આમને પચાવી શરીરને નિરામય બનાવવું એમાંજ સાર છે અને તે વિદ્યા માત્ર આયુર્વેદના સિદ્ધાંતથીજ પામી શકાય છે.

હવે આ વિષયનો ઉપસંહાર કરતાં મારે જણાવવું જોઇયે કે જે લોકો એમ સમજતા હોય અથવા એમ સમજાવવા પ્રયત્ન કરતા હોય કે આયુર્વેદનો ઔષધિ સમુદાય વગર વિચારે કે વગર તપાસે લખવામાં આવ્યો છે. તો તેને જણાવવાનું કે આયુર્વેદના ઋષિઓએ તથા સિદ્ધોએ એક એક દ્રવ્યને તેના રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિનો

વિચાર કરી તે તે દ્રવ્યોના ગુણુ તથા વિપાકને તપાસી કેવી પ્રકૃતિના મનુષ્યને કેવા સમવાયી દ્રવ્યની જરૂર છે, તેનો સંપૂર્ણ વિચાર કરી અંગરસ, ફાન્ટ, હિમ, કલ્ક, ચૂર્ણ, ક્વાથ, ગુટીકા, અવલેહ, ગુગળ, તૈલ, ઘૃત, આશવ, અરિષ્ટ, રસ તથા ઉપરસોની યોજના કરેલી છે. અને તે પૃથક્કરણુથી અને પ્રકૃતિને અનુકુળ સિદ્ધ પ્રયોગો હોવાથી વ્યાધિના બળને તોડીને તેને નિરામય બનાવે છે એ સિદ્ધ વાત છે; એટલે જો વૈદ્યો રોગનું નિદાન, પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિનો વિચાર કરી, તે પ્રકૃતિને અનુકુળ ઔષધની યોજના કરે તો નિઃસંશય મનુષ્યને આરોગ્ય અને આયુષ્યનો લાભ આપી શકે; અર્થાત્ અંતમાં એટલુંજ કહેવાનું કે આટલા ટુંકા "પાચન ક્વાથ" માટે આ સ્થાલીપુલાક ન્યાયવત્ તે વિચારનું દિગ્દર્શન કરાવી વધુ વિચારનો ભાર બીજા વિદ્વાન વૈદ્યોને સોંપી મારૂં વ્યાખ્યાન પૂરૂં કરતાં એટલું જણાવું છું કે આ પાચન-દ્રવ્યના ક્વાથની પેઠે હરેક ઉપાયોના એટલે દ્રવ્યના સમુદાયના જે પ્રયોગ સિદ્ધ કરેલા છે, તે સંબંધી જેટલો ઉંડો વિચાર કરીએ તેટલું વધારે સ્પષ્ટીકરણુ થાય છે. એટલે એમ માનવાનું બીલકુલ કારણુ નથી કે આયુર્વેદના રચૈતાએ વગર શોધે કે વગર સમજે ગપ્પાં ઠોકેલાં છે!!! પણુ પૂર્વાચાર્યોએ જેટલો લાંબો વિચાર, લાંબી શોધ અને લાંબો અનુભવ મેળવી

જે પ્રયોગો નિશ્ચય કરી મનુષ્યમાત્રના કલ્યાણ માટે સંહિ-
તાઓ રચી જગતની આગળ રજુ કરી છે તેટલા ઉંડા
ઉતરી આપણે વિચાર કરીશું તો તેઓના શોધ તથા ગ્રંથ
રચવાનું રહસ્ય સમજાશે. અને આયુર્વેદ ઉપર વૈદ્યરાજોની
શ્રદ્ધા દ્રઢીભુત થશે ત્યારેજ આપણે પ્રજાને સમજાવી શકીશું
કે આયુર્વેદ એ પોથીમાંનાં રીંગણાં નથી, પણ એક આરોગ્ય
રૂપ રત્નની ખાણ છે.!!!

अलमति विस्तरेण विपश्चित् दूरेकुबिमधिकम्.

લી૦ આપનો કૃપાકાંક્ષી

ધીરજરામ દલપતરામ વૈદ્ય.

મંત્રી વૈદ્ય-સભા સુરત.

# સુરત વૈદ્ય સભાના નિયમો.

**સુજ્ઞ બંધુઓ અને આયુર્વેદીક પધ્ધતી પ્રમાણે ઉપચાર કરનારા વૈદ્યરાજો,**

આપની જાણ બહાર નહીં હોય કે હાલમાં દરેક સ્થલે આયુર્વેદીય ગ્નાનની અભીવૃધ્ધી કરવાના સતત પ્રયત્ન કરવામાં આવે છે, અને મોટાં મોટાં શહેરોમાં ભારત વર્ષીય વૈદ્યક સંમેલનો દર વરશે ભરવામાં આવે છે, અને તેમાં આયુર્વેદને લગતા વિષયો ઉપર ચરચા થાય છે. એટલુંજ નહીં પણ વૈદ્યોની મહત્તા વધારવાને નામદાર સરકારને સંમેલનોમાં થયેલા ઠરાવો અને અરજીઓ, મોકલવામાં આવે છે. જેથી ભવિષ્યમાં વૈદ્યોની મહત્તા સંપુર્ણ પણે વધશે એવી આશા રાખવામાં આવે છે. આયુર્વેદીય ગ્નાનની અભિવૃધ્ધિ કરવાને તથા એ ધંધો કરનારા એક બીજાના વિચાર છુટથી જણાવી શકે તથા તેઓમાં ભાઇચારો વધે વિગેરે કાર્યને માટે દરેક શહેર અને ગામમાં વૈદ્ય સભાઓ સ્થાપન કરવી જોઇએ, જેથી નિચેના નીયમોને અનુસરી સંવત ૧૯૬૯ના કારતક માસમાં સુરતના વૈદ્યોની જાહેર સભા સુર્યપુર સંસ્કૃત પાઠશાળામાં મળી હતી અને તેમાં સર્વાનુમતે “ સુરત વૈદ્ય સભા ” સ્થાપન કરવાનો ઠરાવ થયો અને તેજ દીવસે સભા સ્થાપન થઇ.

૧ હેતુ—સુરત શેહેર તથા જીલ્લાના વૈદ્યોમાં પરસ્પર સ્નેહભાવ વધારી એકબીજાના ગ્નાન તથા અનુભવની આપ લે કરવી. તથા આયુર્વેદીય ગ્નાનની અભિવૃદ્ધિ કરવી તથા વૈદ્યોની સંઘશક્તિના લાભ અને સ્વરૂપ દેખાડી પરસ્પર ઐક્યતા વધારવી.

૨ કાર્યો—(૧) સભા, સંમેલન, વ્યાખ્યાન, સામાયિક પત્ર, લેખ, નિબંધ, પુસ્તક આદીની યોજના કરવી. (૨) પ્રાચીન આયુર્વેદીક હસ્તલિખિત તથા છાપેલા પુસ્તકોનો સંગ્રહ કરી તેનો ઉપયોગ ઘણા

વૈદ્રો કરે એવા પ્રયાસ કરવા. (૩) વનસ્પતી આદીનું સંગ્રહસ્થાન કરવું કે જેથી વનસ્પતી આદીનું ચોખ્ખું ઓળખાણુ થવાની સરળતા મળે. (૪) આયુર્વેદની ઉન્નતિને માટે વખતોવખત જે ઉપયોગી કાર્ય જણાય તે સંબંધિ વિચાર કરવો.

૩ સભાશદની ફી—હાલમાં વાર્ષીક ફી માત્ર રૂપીઓ એક રાખવામાં આવી છે.

૪ યોગ્યતા—આયુર્વેદીક પદ્ધતી પ્રમાણે ઉપચાર કરનાર તથા તેના ઉપર આસ્થા રાખનાર દરેક વૈધરાજો આ સભાના સભ્યો થઇ શકશે. પણ જેમની સાથે સ્પર્શ કરવામાં બાધ સમજવામાં આવે છે. તેમને દાખલ કરવામાં આવશે નહીં.

૫ સભ્યોનું વર્તન—આ સભાના સભ્યો પરસ્પર બંન્ધુભાવ રાખી એક બીજા સાથે સભ્યતાથી વર્તશે અને વીવાદમાં કોઇ કોઇના ઉપર અંગત આક્ષેપ કરશે નહીં. પણ વીવેકપુર્વક વીષયને અનુસરતું વીવેચન કરવાની રીત રાખશે કે જેથી કોઇના પણ માન કે પ્રતીષ્ટાની હાની થવા પામે નહી.

૬ વર્ષ—આ સભાનું વર્ષ કારતક સુદી ૧ થી તે, તે વર્ષના અશ્વીન વદી અમાવાસ્યા સુધીનું ગણવામાં આવશે.

આવી રીતની ટુંકમાં સભા સંબંધીની વીગત છે. એટલે સુજ્ઞ વૈધરાજ આ સભામાં જોડાઇને ધારેલા કાર્યમાં સહાયભુત થશે એવી સંપુર્ણ આશા છે કારણ વાર્ષીક લવાજમ પણ જુજ છે અને આવી સંસ્થાની આ સમયમાં જરૂર છે.

આ સંબંધી વધુ વીગત જાણવાની જરૂર હોય તો નીચે સહી કરનારને મળવાથી અથવા પત્રદ્વારાએ પુછવાથી ખુલાશો મળશે.

મંત્રી—વૈદ્ય ધીરજરામ દલપતરામ
રૂવાળાને ટેકરે-સુરત.